શ્રીએ ભવિષ્ય પ્રથમથી જાણીને મારે માટે ચૈત્યવન્દન સંબંધી લલિતવિસ્તરા નામની ટીકા રચી. ૧૩૦. જે હરિભદ્રસૂરિએ ખોટી વાસનાઓથી ભરપૂર ઝેર કાપી નાંખીને મારે માટે સારી વાસનારૂપ અમૃત ન કલ્પી શકાય તેવી શક્તિથી કૃપાપૂર્વક શોધી કાઢ્યું તેઓશ્રીને નમસ્કાર થાઓ ૧૩૧. આવા દેખાવ માત્રથી શિષ્ય બનેલા મારા જેવાને ગુરૂમહારાજ શું કરશે? નિમિત્તજ્ઞાનથી એ પ્રમાણે બનવાનું જાણીને તેઓએ આ બ્હાને મારા ઉપર ઉપકાર કરવા માટે મને બોલાવ્યો જણાય છે. હવે તો તેઓનાં ચરણકમળની રજથી દરરોજ મારા માથાને પવિત્ર કરીશ (તેઓને દરરોજ પગે પડીશ). ગુરૂમહારાજ એવા ન હોય એમ બનેજ નહિ.[1] એ ગ્રંથથી મારા મનમાં તથાગત (બૌદ્ધ)ના મતે જે બુદ્ધિનો ભ્રમ ઉત્પન્ન કર્યો હતો તે ચાલ્યો ગયો છે; જેવી રીતે [2]કોદરા ઉપર મદનનો ભ્રમ થતો હોય તેને કોઇ પણ પ્રકારના હથિયારનો આઘાત લાગતા દૂર થઇ જાય છે તે પ્રમાણે. ૧૩૨-૩૪. સિદ્ધ ઉપર પ્રમાણે વિચાર કરતા હતા તે વખતે બહારના ભાગમાં ગુરૂમહારાજ આવ્યા અને તેમણે જ્યારે સિદ્ધને પુસ્તકની ઉપર એકાગ્રતાપૂર્વક વિચાર કરતાં જોયા ત્યારે પોતે રાજી થયા. ૧૩૫. 'નિઃસીહી'નો[3] શબ્દ મોટેથી સાંભળતાં જ નમ્ર ઉતાવળથી સિદ્ધ ઊભા થયા અને પ્રણામ કરીને તેઓશ્રીના બન્ને પગો પોતાના મસ્તકથી ઘસ્યા. ૧૩૬. પછી સિદ્ધ બોલ્યા 'પ્રભુ! મારા ઉપર આપશ્રીનો આટલો બધો [4]મોહ ક્યા કારણને લઇને છે? શું મારા જેવા અધમ પ્રાણીઓ પછવાડેથી (ભવિષ્યમાં) ચૈત્યો[5] કરાવશે! જે ખરાબ શિષ્યો હલી ગયેલા દાંતની પેઠે અરસપરસ

---

૧ તેઓ મારા ઉપર ઉપકાર કરનારા જ છે અને તેવા ન હોય તેમ સંભવે જ નહિ. 'છોરૂં કછોરૂં થાય તો પણ માવતર કમાવતર થતા નથી'-એવો ભાવ જણાય છે.

૨ કોદરા. એક જાતના જવના ફોતરા. ફોલવાથી અસલ માલ વગરના નીકળે. મદન એટલે અડદ. કોદરાનો દેખાવ અડદ જેવો લાગે પણ તેને કોઇ સુરાળ કે ઘંટી લગાડે ત્યારે જણાય કે એ તો માત્ર ફોતરા જ છે, એ પ્રમાણે ઉક્ત ગ્રંથ વાંચતા મારી બુદ્ધિનો ભ્રમ દૂર થઇ ગયો.

૩ નિઃસીહી. સાધુ ઉપાશ્રય કે મંદિરમાં દાખલ થાય ત્યારે પ્રકટપણે નિઃસીહી (નૈષેધિકી) શબ્દ બોલે, બહાર જાય ત્યારે 'આવસ્સહી' બોલે-એવો આચાર છે. મંદિરપરત્વે તે નમસ્કાર અને અન્ય બાહ્ય વ્યાપારત્યાગ સૂચવે છે.

૪ મોહ. અહીં તેનો અર્થ 'પક્ષપાત' અથવા મૂર્છા બેસે છે.

૫ ચૈત્ય. સ્થૂળ, યાદગીરી અથવા દેવમંદિર. મતલબ શું મારા જેવા મોટાં કામો કરશે? શાસનની શોભા વધારશે! અથવા આપની યાદગીરી રાખશે? કહેવત છે કે 'કાં તો નર ભીંતડે અને કાં તો નર ગીતડે.' આવો ભાવ મને બેસે છે.

મળેલા ન હોય, દુઃખ્યાં કરતા હોય, ફુટી જવાથી થતી વેદનાવડે હેરાન કરનારા હોય, સ્વાદ લેવામાં વિઘ્ન કરનારા હોય તે તો કાઢી નાખ્યા જ ભલા.' હે પ્રભુ! આપશ્રીએ મને મળવાને બ્હાને બોલાવ્યો હતો પણ ખરેખરી રીતે તો મને બોધ કરવા માટે જ બોલાવ્યો હતો; તેમજ વળી શ્રી હરિભદ્રસૂરિનો ગ્રંથ પણ (તે માટે જ) આપે મારા હાથમાં મૂક્યો. ખોટાં શાસ્ત્રોના સંબંધમાં મને જે ભ્રમ થયો હતો તે આપે ભાગી નાખ્યો. હવે આપશ્રીને વિજ્ઞપ્તિ કરૂંછું કે આ અધમ શિષ્યની પીઠ[2] ઉપર આપ હાથ મૂકો. મેં મહાપાપીએ દેવ અને ગુરૂની મહા અવજ્ઞા કરેલી છે, પણ હવે મારા ઉપર આપશ્રી કૃપા કરો અને મારી ભવિષ્યમાં દુર્ગતિ છેદાઇ જાય તેવું પ્રાયશ્ચિત મને આપો.' ૧૩૭-૪૧. કરૂણાના ભંડાર અને શરણાગતના આધાર પ્રભુ (ગુરૂ) જેમની આંખોમાંથી નીકળતાં આનંદનાં આંસુથી ઉપરનો ચોળપટ્ટો (ઉપર ઓઢવાનું કપડું) ભીંજાઇ ગયો હતો તે [3]બોલ્યા-"ભાઇ! તું ખેદ કર મા! ખોટા સાચા તર્કના અભ્યાસથી મદમાં ચઢેલા અને તેથી મુંઝાઇ ગયેલા પીધેલ દારૂડીઆની પેઠે કોણ છેતરાતા નથી? વળી તું મને આપેલું વચન ભૂલી ગયો નહિ તેથી તું ધૂતાઇ ગયો હો એમ પણ હું માનતો નથી. તારા વિના બીજો કયો અભિમાનથી ઘેરાઇ ગયેલો માણસ પોતે અગાઉ આપેલું વચન યાદ રાખે-સંભારે? તેઓનો વેશ તેં ધારણ કર્યો એ તો તેઓના વિશ્વાસ (મેળવવા) માટે પણ સંભવે છે. બાકી આ બાબતમાં તારા મનમાં ઘણી ભ્રાંતિ થઇ આવી હોય-ડોળાણ થઇ ગયું હોય એમ હું માનતો નથી. આ મોટા ગચ્છમાં સારી રીતે પ્રસિદ્ધિ પામેલા મહાન પ્રણેતાઓની વિશાળ બુદ્ધિને જણાયલાં શાસ્ત્રોના મર્મો સમજી શકે એવો કયો તારા જેવો શિષ્ય છે? એ તો મારા મનમાં જ ખાલી ભ્રમ થયો હતો." ૧૪૨-૪૬. ઉપર પ્રમાણે કહીને ગુરૂમહારાજે તેને આનંદ કરાવ્યો, પછી ગુરૂમહારાજે તેને પ્રાયશ્ચિત્ત આપ્યું અને પોતાની [4]પાટઉપર તેની

---

૧ જે દાંત દુઃખ દેતા હોય, પીડા કરતા હોય, તેને તો કઢાવી નાખ્યા જ સારા. ભાવ બરાબર બેસતો આવે છે.

૨ પીઠ ઉપર હાથ હમેશા ઠપકો આપવાને અંગે દેવાય છે.

૩ ગુરૂમહારાજનો આખો જવાબ વ્યવહારકુશળપણું, સ્થીરીકરણ અને ઉચ્ચ પ્રતિભાનો ખ્યાલ આપે છે. અન્ય કોઇ સાધારણ વ્યક્તિ ઠપકો આપત, આ તો બધી રીતે યોગ્ય શબ્દો વાપરી સ્થીર કહે છે.

૪ પાટ ઉપર સ્થાપના એટલે ગચ્છનાયકનું-પ્રવર્તકનું પદ અથવા ગચ્છનો ભાર તેને સોંપ્યો.

સ્થાપના કરી. ૧૪૭. પોતે ( ગુરૂમહારાજ ) તો [1]સર્વ સંગનો
કરી ઊંચી રંગભૂમિ છોડી દઇને પૂર્વે ઋષિઓની પેઠે ચર્યા
માટે જંગલનો આશ્રય લીધો. ૧૪૮. અનેક ઉપસર્ગો સહન કર
બુદ્ધિથી તેઓશ્રી કોઇ વખત કાઉસ્સગ્ગ ધ્યાને રહેતા હતા, કોઇ વ
આંખનો પલકારો માર્યા વગર [2]પડિમાનો અભ્યાસ કરતા હતા,
વખત પારણે લુખોસુક્કો આહાર લેતા હતા, કોઇ વખત [3]મ
ખમણ વિગેરે તપો કરીને કર્મ ખપાવતા હતા. આવી રીતે દુ
કરીને પાળી શકાય તેવું ચરિત્ર પાળીને એ મહાસુંદર બુદ્ધિવા
પુરૂષ આયુષ્યને છેડે [4]અણસણ કરી સ્વર્ગે ગયા. ૧૪૯-૫૧. હવે અ
વ્યાખ્યાનકાર ( વ્યાખ્યાતૃ ) [5]સિદ્ધ સ્વર્ગસુધી પ્રસિદ્ધ થઇ ગયા. પંડિ
પણામાં પોતાની જાતને પંડિત માનનાર પારકા શાસનવાળાને જીતના
થયા. ૧૫૨. સૂર્યની પેઠે સારી રીતે આખા શાસનનો પોતાના પવિ
કાર્યોથી વિશેષ ઉદ્યોત કરીને એણે નિવૃત્તિ કુળને 'નિવૃત્તિ ( નિરાંત
કરી આપી. ૧૫૩. એણે અસંખ્ય તીર્થયાત્રાઓ કરી અને તે વ
ધર્મની પ્રભાવના કરી. સિદ્ધની વચનસિદ્ધિ ભારે જબરી હતી. ૧૫૪
(એ) શ્રી સુપ્રભદેવના નિર્મળ કુળમાં મુગટ જેવા અલંકાર તુલ્ય થયા
એ શ્રીમાન્ માઘ કવિવરની કુદરતી બુદ્ધિની પરિક્ષાના ભંડાર થયા
તેનું ચરિત્ર વિચારીને કોઇ પણ પ્રકારે કળિકાળના જોરથી જો ખરાબ
ગ્રહ ( કુશાસ્ત્ર ) આદર્યો હોય અથવા તેની સંગત થઇ હોય તો અહો
પ્રાણીઓ ! આ લોક પરલોકની સિદ્ધિને અર્થે તેને તજી દો ૧૫૫.
શ્રી ચંદ્રપ્રભસૂરિની પાટરૂપ સરોવરમાં હંસ જેવા શ્રી પ્રભાચંદ્રસૂરિ
થયા. તેમણે શ્રીરામની લક્ષ્મી હૃદયમાં સ્થાપન કરી. મહાન્ પૂર્વાચા-
ર્યોના ચરિત્ર રૂપ રોહણાચળ પર્વતમાં આ સિદ્ધર્ષિચરિત્ર નામનો
ચૌદમો શૃંગ શ્રી પ્રદ્યુમ્ન મુનીશ્વરે રચ્યો. ૧૫૬.

શ્રી સિદ્ધર્ષિગણિનો પ્રબંધ સમાપ્ત.